॥ શ્રી ॥

# શુકલયજુર્વેદાનુયાયી દ્વિજો માટે

# ષટ્કર્મ વિધિ.

આચરણી સાથે.

પ્રતિ ત્રીજી પ્રત ૩૦૦૦

પ્રગટ કરનાર

ડા. હીરજી ગોવિંદજી પલણ.

દાણાબંદર બરોડા સ્ટ્રીટ-મુંબઈ, નં. ૩.

---

વિક્રમ સંવત ૧૯૭૮.

સંધ્યા સ્નાનં જપો હોમં સ્વાધ્યાયો દેવતાર્ચનમ્ ।
વૈશ્વદેવાઽતિથેયશ્ચ ષટ્ કર્માણિ દિને દિને ॥

શ્રીપરાશર.

**ભાવાર્થ:**—સ્નાન, સંધ્યા, જપ, હોમ, સ્વાધ્યાય, દેવતાની પુજા, વૈશ્વદેવ, અને અતિથીનો સત્કાર એ છ કર્મો પ્રત્યેક દિને પ્રતિ કરવા.

# પ્રસ્તાવના.

દ્વિજો પોતાનાં ષટ્કર્મથી ચ્યુત થતા જાય છે, અને "બુદ્ધિઃ કર્માનુસારિણી" છે તેથી અધઃપાત થતાં થતાં કેવળ શુદ્રવત્ થવા લાગ્યા છે, માટે કેટલાક દેવનાગરી લીપીથી અજ્ઞાત પણ શ્રદ્ધાવાન્ અને જીજ્ઞાસુ પણ વ્યવસાયીઓની ઇચ્છા માત્રને આધિન થઈ આ પ્રવૃત્તિમય જીવનમાં જેમ બને તેમ ઓછા સમયમાં શ્રધાળુ દ્વિજ કંઇક પણ પોતાનું કર્મ કરી શકે અને નષ્ટપ્રાય થયલા પણ બીજ રૂપે રહેલું સંસ્કારોનું ઉદ્દિપન થાય એ લક્ષ્ય બનાવી આ ષટ્કર્મનું નાનું સરખું પુસ્તક કર્મની આચરણી સાથે પ્રસિદ્ધ કરાવવાનું સાહસ ખેડ્યું છે.

આ પુસ્તકમાંની પદ્ધતિ વિદ્વાનો માટે નથી અને તેથી વિદ્વાન્ વર્ગ આ પુસ્તકમાં રહી ગયેલા અનેક દોષો તરફ ક્ષમાદ્રષ્ટિ રાખી લેખકનો ઉપહાસ ન કરતાં બીજી આવૃત્તિ માટે યોગ્ય સુચનાઓ આપતા રહેશે એજ અભ્યર્થના છે.

અન્ય સ્થળો અને પુસ્તકોમાં સાક્ષરોએ દ્વિજનાં પોતાનાં કર્મની આવશ્યકતા પ્રતિપાદન કરેલી છે એટલે પીષ્ટ પેષણથી કંઇ લાભ નથી માટે અલં.

"સંસ્કાર શૌચેન પરં પુનિતે શુદ્ધા હિ બુદ્ધિઃ કિલ કામધેનુઃ"

પ્રમાણે પોતાના કર્મથી સંસ્કારી થઇ ચિત્ત તથા દેહની શુદ્ધિ આ પુસ્તક શીખનારા દ્વિજો પ્રાપ્ત કરશે તો આ પુસ્તકની પ્રસિદ્ધિ સાફલ્ય ગણી પ્રસિદ્ધકારને અત્યાનંદ થશે. ઇતિ શિવં.

આવૃતિ ત્રીજી,
સં૦ ૧૯૭૬
પોષ શુદ ૨
મુંબઈ.

ઠા. પુરૂશોત્તમ હીરજી પલણ.

श्री गणेशायनमः

# શુકલ યજુર્વેદાનુયાયી દ્વિજો માટે

# ષટ્કર્મ વિધિ.

## આચરણી સાથે.

## શ્રી પ્રાતઃસ્મરણ.

વિશ્વં દર્પણ દ્રશ્યમાન નગરી તુલ્યં નિજાંતર્ગત
પશ્યન્નાત્મનિ માયયા બહિરિવોદ્ભૂતં યથા નિદ્રયા
યઃ સાક્ષાત્કુરૂતે પ્રબોધ સમયે સ્વાત્માનમેવાદ્વયં
તસ્મૈ શ્રીગુરૂમૂર્તયે નમ ઇદં શ્રીદક્ષિણામૂર્તયે.
બીજસ્યાંતરિવાંકુરો જગદિદં પ્રાંતિર્વિકલ્પં પુનર્
માયાકલ્પિતદેશકાલકલના વૈચિત્ર્યચિત્રીકૃતં
માયાવીવ વિજૃંભયત્યપિ મહાયોગીવ યઃ સ્વેચ્છયા
તસ્મૈ શ્રીગુરૂમૂર્તયે નમ ઈદં શ્રીદક્ષિણામૂર્તયે.

ઉપર પ્રમાણે પ્રાતઃસ્મરણ કરી મળમૂત્રનો ત્યાગ કરી પછી દાંત મ્હોં સાફ કરવાં અને સ્નાન કરવા બેસવું. સ્નાન માટેના જળમાં પ્રથમ નીચેના શ્લોક વડે તીર્થોનું આવાહન કરવું ( નીચેનાં તીર્થો એ જળમાં છે એમ ધ્યાન કરવું. )

ગંગે ચ યમુનેચૈવ ગોદાવરિ સરસ્વતિ,
નર્મદે સિંધુકાવેરિ જલેસ્મિન્સન્નિધિંકુરુ.

સ્નાન કરી સ્વચ્છ વસ્ત્ર પહેરી અગાઉથી સ્વચ્છ કરી રાખેલી જગાએ આસન ઉપર બેસવું. (પૂર્વ અથવા ઉત્તર દિશા તરફ મ્હોં રાખી બેસવું.)

## અથ પ્રાતઃસંધ્યા.

## ભસ્મધારણ.

ડાબા હાથમાં ભસ્મ રાખી તે ઉપર જમણો હાથ ઢાંકી નીચેનો મંત્ર ભણવોઃ—

ૐ અગ્નિરિતિ ભસ્મ, વાયુરિતિ ભસ્મ, જલમિતિ ભસ્મ, સ્થલમિતિ ભસ્મ, વ્યોમેતિ ભસ્મ, સર્વં હવા ઇદં ભસ્મ, મન એતાનિ ચક્ષુંષિ ભસ્માનિ.

મંત્રેલી ભસ્માં નીચેનો મંત્ર ભણી જળ નાંખવુંઃ—

ૐ આપો જ્યોતિરસોમૃતં બ્રહ્મ ભૂર્ભુવઃસ્વરોમ્.

ડાબા હાથમાંના ભસ્મ તથા જળને નીચેનો મંત્ર ભણતાં ભણતાં બન્ને હાથે (છેલ્લી આંગલી શીવાય) મસલવીઃ—

ૐ ત્ર્યંબકં યજામહે સુગંધિ પુષ્ટિવર્ધનં
ઉર્વારુકમિવ બંધનાન્મૃત્યોર્મુક્ષીયમામૃતાત્.

મસળેલી ભસ્મવાળા બન્ને હાથ સૂર્ય સન્મુખ પ્રદર્શિત કરી વચલી ત્રણ આંગળીઓ વડે "ૐ નમઃ શિવાય" મંત્ર વડે લલાટમાં, કંઠ ઉપર, બાહુ ઉપર, હૃદયે તથા નાભીના પ્રદેશમાં ત્રિપુંડ્ર કરવાં.

## શિખા બંધન.

નીચેના ગાયત્રી મંત્ર વડે શિખા બાંધવી.

ૐ ભૂર્ભુવઃસ્વઃ ૐ તત્સવિતુર્વરેણ્યં ભર્ગો દેવસ્ય ધીમહિ ધિયો યો નઃ પ્રચોદયાત્ ૐ.

પછી નીચેના મંત્રો વડે અનુક્રમે ત્રણ આચમન કરવાંઃ—

ૐ ભૂઃ પુનાતુ ૧. ૐ ભુવઃ પુનાતુ ૨. ૐ સ્વઃ પુનાતુ ૩.

નીચેનો મંત્ર ભણતાં ભણતાં જમણા હાથનાં આંગળાંથી માથાં ઉપર જળ છાંટવું.

ૐ અપવિત્રઃ પવિત્રો વા સર્વા વસ્થાં ગતોપિવા,
યઃ સ્મરેત્ પુંડરીકાક્ષં સબાહ્યાભ્યંતરઃ શુચિઃ.

નીચેના મંત્ર થકી પાણીના છાંટા નાંખી આસનને પવિત્ર કરવુંઃ—

ૐ પૃથ્વિ ત્વયા ધૃતા લોકા દેવિ ત્વં વિષ્ણુના ધૃતા
ત્વં ચ ધારય માં દેવિ પવિત્રં કુરૂ ચાસનં.

પછી આચમન લઇ ત્રણ પ્રાણાયામ કરવા.

## પ્રાણાયામ–વિધિ.

ચિત્તને એકાગ્ર કરી આંખો તથા મ્હોં બંધ કરી જમણા હાથની કનિષ્ટિકા તથા તેની જોડેની આંગળી વડે નાકનું ડાબું છિદ્ર બંધ કરી નાકના જમણાં છિદ્રથી નીચેનો મંત્ર એકવાર મનમાં બોલતાં સુધી શ્વાસને ધીમે ધીમે અંદર ખેંચવો, પછી અંગુઠા વડે જમણું છિદ્ર પણ બંધ કરી દેવું અને નીચેના મંત્ર બે વાર મનમાં ભણી જવાય ત્યાં સુધી પુરાયલા શ્વાસને સ્થિર રહેવા દેવો અને પછી નાકનાં ડાબાં નસકોરાં ઉપરનું દબાણ કહાડી નાખી તે ખુલ્લું કરવું અને સ્થિરતાથી

ધીમે ધીમે પુરાયલા અને સ્થિર થયલા શ્વાસને ઓછામાં ઓછો નીચેનો મંત્ર એકવાર ભણી જવાય તેટલા સમયમાં બહાર કહાડવો એ એક પ્રાણાયામ થાય છે. જે નસકોરાં દ્વારા શ્વાસ બહાર નીકળ્યો હોય તેજ નસકોરાં દ્વારા ઉપર પ્રમાણે શ્વાસ અંદર લેવો, પછી રોકી રાખવો અને સામાં નસકોરાંથી બહાર કહાડવો એ બીજો પ્રાણાયામ અને એજ પ્રમાણે ત્રીજો પ્રાણાયામ કરવો.

## પ્રાણાયમ મંત્ર.

ૐ ભૂઃ ૐ ભુવઃ ૐ સ્વઃ ૐ મહઃ ૐ જનઃ ૐ તપઃ ૐ સત્યં ૐ તત્સવિતુર્વરેણ્યં ભર્ગો દેવસ્ય ધીમહિ ધિયો યો નઃ પ્રચોદયાત્ ૐ આપો જ્યોતિરસોમૃતં બ્રહ્મ ભૂર્ભુવઃ સ્વરોમ્.

પછી જમણા હાથમાં જળ લઈ નીચેનો સંકલ્પ કરી જળ છોડવું:—

## પ્રાતઃ સંધ્યોપાસનનો સંકલ્પ.

અત્રાદ્ય મહામાંગલ્યપ્રદે (અમુક) માસે (અમુક) પક્ષે (અમુક) તિથૌ (અમુક) વાસરે યથા વર્તમાન નક્ષત્રયોગકરણ લગ્નમુહૂર્તસમવાયે એવંગ્રહગણવિશિષ્ટાયમ્ શુભપુણ્યતિથૌ મમો-પાત્તદુરિતક્ષયાર્થં પ્રાતઃ સંધ્યોપાસનં મહં કરિષ્યે.

(અમુક શબ્દ મુકયા છે ત્યાં સંકલ્પ કાળે જે મહિનો, પક્ષ, તિથી તથા વાર હોય તે અનુક્રમે બોલવાં. માસનાં નામો પ્રસિદ્ધ છે. કાર્તિક, માર્ગશિર્ષ, પોષ, માઘ, ફાલ્ગુન, ચૈત્ર, વૈશાખ, જયેષ્ટ, આષાઢ, શ્રાવણ, ભાદ્રપદ અને આશ્વિન. પક્ષ બે છે (૧) શુકલ (અજવાળીઉં) અને (૨) કૃષ્ણ (અંધારીઉં). તિથિ ૧૬. (૧) પ્રતિપદાયામ્ (૨) દ્વિતિયાયામ્ (૩) તૃતિયાયામ્ (૪) ચતુર્થ્યાંમ્ (૫) પંચમ્યામ્ (૬) ષષ્ટયામ્

(૭) સપ્તમ્યામ (૮) અષ્ટમ્યામ (૯) નવમ્યામ (૧૦) દશમ્યામ (૧૧) એકાદશ્યામ (૧૨) દ્વાદશ્યામ (૧૩) ત્રયોદશ્યામ (૧૪) ચતુર્દશ્યામ (૧૫) પુર્ણિમાયામ (૩૦) અમાવાશ્યામ. વાર ૭. ચંદ્ર (વાસરે), ભોમ, સૌમ્ય, ગુરૂ, ભૃગુ, મંદ અને રવી.)

પછી નીચેના મંત્રો ભણી બન્ને હાથ જોડી ગાયત્રીનું આવાહન કરવું:—

ૐ ગાયત્રી ત્ર્યક્ષરાં બાલાં સાક્ષસૂત્રકમંડલુમ
રક્તવસ્ત્રાં ચતુર્હસ્તાં હંસવાહનશંસ્થિતામ્ ૧.
બ્રહ્માણી બ્રહ્મદૈવત્યાં બ્રહ્મલોકનિવાસિનીમ્
આવાહયામ્યહં દેવી માયાંતી સૂર્યમંડલાત્ ૨.
આગચ્છ વરદે દેવી ત્ર્યક્ષરે બ્રહ્મવાદિનિ
ગાયત્રિ છંદસાંમાતર્બ્રહ્મયોનિ નમોસ્તુતે ૩.

પછી નીચેના મંત્રો વડે માથાં ઉપર પાણીના છાંટા નાંખવા:—

ૐ આપો હિષ્ઠા મયોભુવસ્તા ન ઉર્જે દધાતન : । મહેરણાય ચક્ષસે ॥ ૧. ॥ ૐ યો વ : શિવતમો રસસ્તસ્ય ભાજયતે હન : । ઉશતીરિવ માતર : ॥ ૨ ॥ ૐ તસ્મા અરંગમામવો યસ્ય ક્ષયાય જીન્વથ । આપો જન યથા ચ ન : ॥ ૩ ॥

પછી નીચેનો મંત્ર બોલી અથવા ગાયત્રી મંત્ર બોલી એક આચમન કરવું.

ૐ સૂર્યશ્ચ મા મન્યુશ્ચ મન્યુપતયશ્ચ મનયુકૃતેભ્યઃ પાપેભ્યો રક્ષન્તામ્, યદ્રાત્રયા પાપમકાર્ષમ મનસા-વાચા-હસ્તાભ્યામ્ પદ્ભ્યા મુંદરેણ શિશ્ના રાત્રિસ્તદવલુંપતુ, યતિંચિત્ દુરિતં મયિ, ઇદમહં મામમૃતયોનૌ સૂર્યે જ્યોતિષિ જુહોમિ સ્વાહા.

ગાયત્રી મંત્ર શિખા બંધન માટે આપેલો છે તેજ છે.

ઉપર પ્રમાણે આચમન કર્યા પછી અઘમર્ષણ કરવાનું તેનો વિધિ એવો છે કે જમણા હાથની હથેલીમાં જળ લઈ ડાબા હાથના અંગુઠા વડે નાકનું ડાબું છિદ્ર દબાવી રાખી જમણા નસકોરાંમાંથી થોડોક શ્વાસ નીચેના મંત્ર ભણી જમણા હાથની હથેલીમાંના જળમાં મુકવો.

ॐ દ્રુપદાદિવ મુમુચાન : સ્વિન્ન : સ્નાતો મલાદિવ ।
પૂતં પવિત્રેણેવાજ્યમાપ : શુન્ધન્તુ મૈનસ : ॥

ઉપર પ્રમાણે શ્વાસ છોડેલું જળ પોતાની ડાબી બાજુ તે તરફ જોયા વગર ફેંકી દેવું.

ઉપર પ્રમાણે અઘમર્ષણ કર્યા બાદ સૂર્યની સામા ઉભા રહી એક એક ગાયત્રી મંત્ર ભણી એક એક એમ ત્રણ અર્ધ્ય આપવા. જો સંધ્યાનો સમય વિતિ ગયો હોય તો નીચેનો મંત્ર બોલી એક અર્ધ્ય વધારે આપવો.

બ્રહ્મસ્વરૂપિણે સૂર્યનારાયણાય ઇદં અર્ધ્યં

આ કૃષ્ણે ન રજસા વર્તમાનો નિવેસયન્ન મૃતંમર્ત્યંચ હિરણ્યયેન સવિતા રથેના દેવો યાતિ ભુવનાનિ પશ્યન્.

પછી નીચેના મંત્રો વડે સૂર્યનું ઉપસ્થાન કરવું. ઉપસ્થાન કરતી વખતે બન્ને હાથોને હથેલીઓ ખુલી સૂર્યની સામી રહે તે મુજબ બન્ને હાથોને સાથીઆ પ્રમાણે રાખવા અને મંત્ર ભણવા.

## ઉપસ્થાન મંત્રો.

ॐ ઉદ્ધયંતમસસ્પરિસ્વઃ પશ્યન્ત ઉત્તરમ્ દેવં દેવત્રા સૂર્યમગન્મ જ્યોતિરૂત્તમમ્ ॥ ૧ ॥ ॐ ઉદુ ત્યં જાતવેદસં દેવ વહન્તિ કેતવઃ । દૃશે વિશ્વાય સૂયમ્ ॥ ૨ ॥ ॐ ચિત્રં દેવાનો

મુદગાદનીકં ચક્ષુમિત્રસ્ય વરુણસ્યાગ્ને: । આપ્રાદ્યાવાપૃથિવી અન્તરિક્ષં સૂર્યઆત્મા જગતસ્તસ્થુષશ્ચ ॥ ૩ ॥ ૐ તચ્ચક્ષુર્દેવહિતં પુરસ્તાચ્છુક્રમુચ્ચરત્ । પશ્યેમ શરદઃ શતં જીવેમ શરદઃ શતં શૃણુયામ શરદઃ શતં પ્રબ્રવામ શરદઃ શત મદીનાઃ સ્યામ શરદઃ શતં ભૂયશ્ચ શરદઃ શતાત્ ॥ ૪ ॥

એ પ્રમાણે ઉપસ્થાન થઈ રહ્યાં પછી ૩૨૪ અથવા ૧૦૮ અથવા ૨૮ અથવા ૧૦ ગાયત્રી મંત્રનો જપ કરવો. જપ થઈ રહ્યા બાદ ગાયત્રીનું નીચેના મંત્રથી વિસર્જન કરવું:—

ૐ ઉત્તમે શિખરે જાતા ભૂમ્યાં પર્વત મૂર્ધનિ ।
બ્રાહ્મણેભ્યો હ્યનુજ્ઞાતા ગચ્છ દેવિ યથાસુખમ્ ॥

ગાયત્રીનું વિસર્જન કર્યા પછી ગુરૂને તથા દેવને મનવડે નમસ્કાર કરીને આચમનીમાં જળ ભરીને નીચે પ્રમાણે સંકલ્પ છોડવો. અને સંધ્યાની સમાપ્તિ કરવી.

અનેન પ્રાતઃ સંધ્યાખ્યેન કર્મણા શ્રીભગવાન્ પરમેશ્વરઃ પ્રીયતાં ન મમ । ૐ તત્સત્ બ્રહ્માર્પણમસ્તુ ॥

## ઇતિ પ્રાતઃ સંધ્યા.

## અથ તર્પણ પ્રયોગ.

પ્રાતઃસંધ્યાની સમાપ્તિ પછી પૂર્વ અથવા ઉત્તર તરફ મ્હોં રાખી આસન ઉપર બેસી તર્પણ કરવું.

પ્રથમ ગાયત્રી મંત્ર બોલી આચમન તથા પ્રાતઃસંધ્યા પ્રયોગમાં બતાવ્યા પ્રમાણે આચમન તથા પ્રાણાયામ કરવાં, અને નીચે પ્રમાણે સંકલ્પ કરવો:—

ૐ અત્રાદ્ય મહામાંગલ્યપદે અમુકમાસે અમુકપક્ષે અમુક તિથૌ અમુક વાસરે ૐ તત્સત્પરમેશ્વરપ્રીત્યર્થં દેવઋષિમનુષ્ય પિતૃતર્પણમહં કરિષ્યે.

પછી ત્રાંબાનાં તરભાણામાં તિલોદક ( તળ અને પાણી ભેગું ) કરી તેમાંથી દેવતીર્થથી ( આંગળીઓના આગળના ભાગથી ) નીચેનો મંત્ર ભણી એક અંજલી આપવી.

ૐ આબ્રહ્મસ્તંબ પર્યંતં દેવર્ષિ પિતૃ માનવાઃ ।
તૃપ્યંતુ પિતરઃ સર્વે માતૃમાતામહાદયઃ ।।
અતીન કુલ કોટીનાં સપ્તદ્વીપ નિવાસિનામ્ ।
આ બ્રહ્મ ભુવનાલ્લોકાદિ દમસ્તુ તિલોદકમ્ ।।

પછી નીચે પ્રમાણે ભણી તર્પણની સમાપ્તિ કરવી.

અનેન યથાશક્તિ દેવઋષિમનુષ્ય પિતૃતર્પણાખ્યેન કર્મણા પિતૃરૂપીજનાર્દન વાસુદેવઃ પ્રીયતાં ન મમ.

## ઇતિ તર્પણ પ્રયોગ.

## અથ શિવપૂજન વિધિ.

ભસ્મના ત્રિપુંડ્ર કરી અને રૂદ્રાક્ષ ધારણ કરી આચમન પ્રાણાયામ કરવાં; પછી નીચેનાં મંત્ર વડે ગણપતિને નમન કરવું.

ૐ શ્રી મન્મહા ગણાધિપતિયે નમઃ ।

પછી નીચે પ્રમાણે સંકલ્પ કરવો:—

**અત્રાદ્ય મહામાંગલ્યપ્રદે ( અમુક ) માસે ( અમુક ) પક્ષે ( અમુક ) તિથૌ ( અમુક ) વાસરે શ્રી સાંબસદાશિવ પ્રીત્યર્થં ( અમુક ) શિવ પૂજન મહં કરિષ્યે.**

પછી પવિત્ર જળથી ભરેલા પૂજાના કળશને "**ૐ નમઃ શિવાય મંત્રથી** ચંદન અક્ષત, પુષ્પ ચડાવવાં અને એ પ્રમાણે કળશનું પૂજન કરી શંકરનું ધ્યાન ધરવું અને પૂજાના કળશ( લોટા )માંથી થોડુંક જળ જમણા હાથમાં લઇ પ્રાતઃસંધ્યા પ્રયોગમાં બતાવેલા **ૐ આપોહિષ્ઠા અથવા ૐ અપવિત્ર પવિત્રોવા** મંત્રથી પૂજાની સામગ્રી ઉપર અને પછીથી પોતાના શરીર ઉપર છાંટવું. પછી **ૐ નમઃ શિવાય સ્નાન સમર્પયામિ** સ્નાન કરાવવું.

„ „ ગંધાક્ષતં „ „ ચંદન અને અક્ષર ( ચોખા ) ચડાવવા.

„ „ પુષ્પાણિ „ „ ફૂલ ચડાવવાં

„ „ ધૂપં „ „ ધુપ કરવો.

„ „ દીપં „ „ દીવો ( ઘીનો ) અર્પણ કરવો.

„ „ નૈવેદ્યં „ „ નૈવેદ ધરવો.

„ „ ભણી પ્રદક્ષીણા તથા નમસ્કાર કરવાં.

„ „ નો દશવાર અથવા એકસો આઠવાર અથવા યથાશક્તિ જપ કરવો. નીચે પ્રમાણે બોલી પૂજાની સમાપ્તિ કરવી.

**અનેન પૂજનેન શ્રી સાંબસદાશિવઃ પ્રીયતામ ન મમ.**

## ઇતિ શિવ પુજન વિધિ.

# અથ વૈશ્વદેવ પ્રયોગ.

પવિત્ર ભૂમિ ઉપર પૂર્વ તરફ મ્હોં રાખી પોતાની સન્મુખ કુંડ રાખી બેસવું, અને જે અગ્નિથી રસોઈ કરી હોય તેમાંના અગ્નિનું કુંડમાં સ્થાપન કરવું તથા તેની પાસે તાંબાના પાત્ર (વાસણ)માં ઘીવાળો ભાત રાખવો, તથા ગાયત્રિ મંત્ર વડે આચમન તથા પ્રાણાયામ કરવાં. અને નીચે પ્રમાણે સંકલ્પ કરવો.

ૐ અત્રાદ્ય મહામાંગલ્યપ્રદે ( અમુક ) માસે ( અમુક ) પક્ષે ( અમુક ) તિથૌ ( અમુક ) વાસરે શ્રી પરમેશ્વર પ્રીત્યર્થં વૈશ્વ દેવાખ્યકર્માહં કરિષ્યે.

પછી કુંડમાંના અગ્નિને વાંસની ભુંગળીથી ફુંકીને પ્રજ્વલિત કરી તેમાં જમણા હાથની વચલી બે આંગળીઓ અને અંગુઠા વડે બોર બોર જેવડી નીચેના એક એક મંત્રથી એક એક આહુતિ આપવી.

ૐ ભૂ: સ્વાહા ઇદમગ્નયે ન મમ । ૧.

ૐ ભુવ: સ્વાહા ઇદં વાયવે ન મમ । ૨.

ૐ સ્વ: સ્વાહા ઇદં સૂર્યાય ન મમ । ૩.

ૐ ભૂર્ભુવ: સ્વાહા ઇદં પ્રજાપતયે ન મમ । ૪.

ૐ અગ્નયે સ્વિષ્ટકૃતે સ્વાહા ઇદમગ્નયે સ્વિષ્ટકૃતે ન મમ । ૫.

પછી અગ્નિનું નીચેના મંત્ર વડે વિસર્જન કરવું:—

ગચ્છ ગચ્છ સુરશ્રેષ્ટ સ્વસ્થાને પરમેશ્વર ।
યત્ર બ્રહ્માદયો દેવા સ્તત્ર ગચ્છ હુતાશન ॥

અનેન વૈશ્વદેવાખ્યેન કર્મણા શ્રી પરમેશ્વર: પ્રીયતાં ન મ મ ।

ૐ તત્સત્ બ્રહ્માર્પણમસ્તુ.

# અથ ભોજનવિધિ.

સ્વસ્થ ચિત્તે ભોજન કરવાના સ્થાનમાં જઇ બેસવું. પછી સ્વચ્છ પાત્રમાં ભોજન પીરસાવવું. જમણા હાથમાં જળ લઇ ભોજનના પાત્રની જમણી બાજુથી આરંભી ગાયત્રી મંત્રથી જળની પ્રદક્ષિણા કરવી ને જળનાં પાત્ર ઉપર પ્રોક્ષણ કરવું. ભોજન પાત્રની બાજુમાં જમણા હાથપર પૃથ્વી ઉપર પાણી છાંટી તે ઉપર પાત્રમાંના ઘીવાળા ભાતમાંથી નીચેનાં એક એક મંત્રે એક એક બલિ મુકવો:—

ૐ ભૂપતયે સ્વાહા । ૧

ૐ ભુવનપતયે સ્વાહા । ૨

ૐ ભૂતાનામ્ પતયે સ્વાહા । ૩

ઉપર પ્રમાણે ત્રણ બલિ મુકયાં પછી ગાયત્રી મંત્ર વડે આચમન કરી વૈશ્વદેવ પ્રયોગમાં આહુતીઓ આપવા માટે બતાવેલી આંગળીઓ વડે દાંતને સ્પર્શ ન થાય તેવી રીતે પોતાના મ્હોંમાં નીચેના એક એક મંત્રે ઘીવાળા ભાતની એક એક આહુતિ પ્રાણને આપવી.—

ૐ પ્રાણાય સ્વાહા । ૧ । ૐ અપાનાય સ્વાહા । ૨ । ૐ વ્યાનાય સ્વાહા ૩ । ૐ ઉદાનાય સ્વાહા । ૪ । ૐ સમાનાય સ્વાહા ૫ ।

પછી ગાયત્રી મંત્રવડે એક આચમન કરવું અને જળથી ડાબા હાથવડે આંખ અને કાનને સ્પર્શ કરવો અને યથારૂચિ ભોજન કરવું.

ભોજન થઇ રહ્યાબાદ પાત્રમાં રહેલું કિંચિત્ શેષાન્ન એકઠું કરી જમણા હાથમાં અગ્રભાગે રાખી હથેલીમાં જળ લઇ **"અમૃતોપિધાનમસિ સ્વાહા"** મંત્ર ભણી અરધા જળનું આચમન કરી બાકીનું અરધું જળ તથા શેષાન્ન પાત્રની ડાબી બાજુએ મુકી હાથ મુખ બરાબર પ્રક્ષાલન કરી મુખ શુદ્ધિ કરવી.

## ઇતિ ભોજન વિધિ. ।

## અથ માધ્યાન્હ સંધ્યા.

માધ્યાન્હ સંધ્યા પણ પૂર્વાભિમુખે બેસી કરવી.

### ભસ્મ મંત્ર.

ૐ અગ્નિરિતિ ભસ્મ, વાયુરિતિ ભસ્મ, જલમિતિ ભસ્મ, સ્થલમિતિ ભસ્મ, વ્યોમેતિ ભસ્મ, સર્વં હવા ઈદં ભસ્મ, મન-એતાનિ ચક્ષુંષિ ભસ્માનિ.

એ મંત્ર વડે મંત્રી તેમાં નીચેના મંત્રથી જળ મેળવવું.

ૐ આપો જ્યોતિરસોમૃતં બ્રહ્મ ભૂર્ભુવઃ સ્વરોમ્

પછી બન્ને હાથની વચલી ત્રણ આંગળીઓ વડે તે ભસ્મને મસળતી વખતે નીચેનો મંત્ર બોલવો.

ૐ ત્ર્યંબકં યજામહે સુગંધિ પુષ્ટિવર્ધનમ્ ઉર્વારૂકમિવ બંધનાન્મૃત્યોર્મુક્ષીયમામૃતાત્.

પછી સૂર્યને પ્રદર્શિત કરી તે ભસ્મ વડે લલાટ, કંઠ. હૃદય, ખભા ને બાહુઓની સંધિઓ ઉપર ૐ નમઃ શિવાય એ મંત્ર વડે ત્રિપુંડ્ર કરવાં પછી નીચેનો ગાયત્રી મંત્ર ભણીને શિખા બાંધવી.

ૐ ભૂર્ભુવઃસ્વઃ ૐ તત્સવિતુર્વરેણ્યં ભર્ગો દેવસ્ય ધીમહિ ધિયો યો નઃ પ્રચોદયાત્ ૐ

પછી નીચેના ત્રણ મંત્ર વડે ત્રણ આચમન કરવાં.

ૐ ભૂઃ પુનાતુ ॥ ૐ ભુવઃ પુનાતુ ॥ ૐ સ્વઃ પુનાતુ ॥

પછી નીચે લખવામાં આવે છે તે મંત્ર બોલીને માથા ઉપર જમણા હાથના આંગળા વડે થોડું જળ છાંટવું એટલે માર્જન કરવું.

॥ માર્જન મંત્ર: ॥

ૐ અપવિત્રઃ પવિત્રો વા સર્વાવસ્થાં ગતોપિ વા ।
યઃ સ્મરેત્પુંડરીકાક્ષં સ બાહ્યાભ્યંતરઃ શુચિઃ

માર્જન થઇ રહ્યા પછી નીચેનો મંત્ર બોલી આસને જળ છાંટવું.

ૐ પૃથ્વિ ત્વયા ધૃતા લોકા દેવિ ત્વં વિષ્ણુના ધૃતા
ત્વં ચ ધારય માં દેવિ પવિત્રં કુરૂ ચાસનમ્ ॥

ત્યાર પછી આચમન લઇ ત્રણ પ્રાણાયામ કરવા.

**પ્રાણાયામ વિધિ**—આંખો બંધ કરીને જમણા હાથની ટચલી તથા તેની જોડેની આંગળી વડે નાકનું ડાબું છિદ્ર બંધ કરી જમણા નસ્કોરાંથી નીચે લખવામાં આવ્યો છે તે મંત્ર એકવાર બોલતાં સુધી શ્વાસ અંદર ખેંચવો (એ ક્રીયાનું નામ પૂરક છે.)

પછી અંગુઠા વડે નાકનું જમણું છિદ્ર પણ બંધ કરવું ને બે વાર તેજ મંત્ર મનમાં ભણતાં સુધી શ્વાસને તદ્દન બંધ રાખવો. પછી નસ્કોરૂં ખુલ્લું મૂકી એકવાર તેજ મંત્ર મનમાં ભણતાં ડાબું સુધી જેવી રીતે શ્વાસ લીધો હોય તેવીજ રીતે ધીમે ધીમે પાછો શ્વાસ નીચે ઉતારવો. પુનઃ ઉપર કહેલી રીતે ડાબે નસ્કોરેથી ખેંચવો. બન્ને નસ્કોરાં બે વખત ભણતાં સુધી બંધ રાખવાં ને જમણે નસ્કોરેથી એકવાર મંત્ર ભણતાં સુધી ઉતારવો એટલે એક પ્રાણાયમ થયો. આવા ત્રણ પ્રાણાયામ કરવા.

## ॥ પ્રાણાયામ મંત્રઃ ॥

ૐ ભૂ : ૐ ભુવ : ૐ સ્વઃ ૐ મહઃ ૐ જનઃ ૐ તપ. ૐ સત્યં ૐ તત્સવિતુર્વરેણ્યં ભર્ગો દેવસ્ય ધીમહી ધિયો ન : પ્રચોદયાત્ । ૐ આપો જ્યોતિરસોમૃતં બ્રહ્મ ભૂર્ભુવઃ સ્વરોમ્ ॥

પછી નીચે બતાવેલી રીતે જળની આચમની ભરીને જમણા હાથમાં લઈ સંકલ્પ કરવો.

## ॥ સંકલ્પ : ॥

અત્રાદ્ય મહામાંગલ્યપ્રદે અમુક માસે અમુક પક્ષે અમુક તિથૌ અમુક વાસરે યથાવર્તમાન નક્ષત્રયોગકરણલગ્નમુહૂર્ત્તસમવાયે એવંગ્રહગણ વિશિષ્ટાયામ્ શુભપુણ્યતિથૌમમોપાત્તદુરિતક્ષયાર્થં માધ્યાન્હ સંધ્યોપાસનમહં કરિષ્યે ॥

એમ બોલી આચમનીનું જલ તરભાણામાં નાખવું. પછી બન્ને હાથ જોડીને નીચેના મંત્રથી ગાયત્રીને બદલે સાવિત્રીનું આવાહન કરવું.

## ॥ આવાહન મંત્ર ॥

ૐ સાવિત્રીં યુવતીં શુકલ વસ્ત્રાં ત્રિલોચનામ્<br>
ત્રિશુલિનીં વૃષારુઢાં યુજુર્વેદેન સંસ્થિતામ્ ॥ ૧ ॥<br>
રુદ્રાણીં રુદ્રદૈવત્યાં રુદ્રલોકનિવાસીનીમ્ ।<br>
સાવિત્રિ છંદસાં માતા રુદ્રયોનિ નમોસ્તુ તે ॥ ૨ ॥

પછી નીચે લખેલા ગાયત્રી મંત્ર વડે એક આચમન કરવું.

ૐ ભૂર્ભવઃ સ્વઃ ૐ સત્સવિતુર્વરેણ્યં ભર્ગો દેવસ્ય ધીમહિ ધિયો યો નઃ પચોદયાત્ ॥

પછી જમણા હાથમાં જળ લઈ ડાબા હાથના અંગુઠા વડે નાકનું ડાબું છિદ્ર દબાવી રાખી જમણા નસકોરામાંથી થોડો પવન નીચેનો મંત્ર ભણી હથેળીના જળમાં કાઢવો.

## અઘમર્ષણ મંત્ર.

**ૐ દ્રુપદાદિવ મુમુચાનઃ સ્વિન્ન સ્નાતો મલાદિવ પૂતં પવિત્રેણેવાજ્યમાપઃ શુન્ધન્તુ મૈનસઃ**

ત્યારબાદ મંત્રેલું જળ પોતાની ડાબી બાજુ તે તરફ જોયા વગર ફેંકી દેવું.

ગાયત્રી મંત્રવડે શ્રી સૂર્યને ત્રણ અર્ધ્ય આસન ઉપર ઉભા થઈને આપવા. રૂદ્ર રૂપિણે સૂર્ય નારાયણાય ઇદં અર્ધ્ય અને નીચેના મંત્રવડે સૂર્યનું ઉપસ્થાન કરવું.

## ॥ ઉપસ્થાન મંત્ર. ॥

**ૐ ઉદુ ત્યં જાતવેદસં દેવં વહન્તિ કેતવઃ । દશે વિશ્વાય સૂર્યમ્ ॥ ૧ ॥ ૐ ચિત્રં દેવાનામુદગાદનીકં ચક્ષુર્મિત્રસ્ય વરુણસ્યાગ્નેઃ । આપ્રા દ્યાવાપૃથિવી અંતરિક્ષં સૂર્ય આત્મા જગતસ્તસ્થુષશ્ચ ॥ ૨ ॥ ૐ તચ્ચક્ષુર્દેવહિતં પુરસ્તાચ્છુક્રમુચ્ચરત્ પશ્યેમ શરદઃશતમ્ જીવેમ શરદઃશતમ્ શૃણુયામ શરદઃ શતમ્ પ્રબ્રવામ શરદઃશતમદીનાઃસ્યામ શરદઃશતમ્ ભૂયશ્ચ શરદઃશતાત્ ॥**

ઉપસ્થાન થઈ રહ્યા પછી ઉભા રહીને ૩૨૪ અથવા ૧૦૮ અથવા ૨૮ અથવા ૧૦ ગાયત્રી મંત્રનો જપ કરવો. જપ થઈ રહ્યા પછી નીચેના મંત્રથી ગાયત્રીનું વિસર્જન કરવું.

## ॥ વિસર્જન મંત્ર. ॥

ૐ ઉત્તરે શિખરે જાતા ભૂમ્યાં પર્વત મૂર્ધનિ ॥
રુદ્રયોનિ સમુંભજા ગચ્છ દેવિ યથાસુખમ્ ॥

એ પ્રમાણે વિસર્જન કર્યા પછી અંતે સમાપ્તિ વખતે

અનેન માધ્યાન્હસંધ્યાખ્યેન કર્મણા શ્રીભગવાન્ પરમેશ્વરઃ પ્રીયતાં ન મમ ॥ ૐ તત્સત્બ્રહ્માર્પણમસ્તુ.

## ઇતિ માધ્યાન્હ સંધ્યા.

## ॥ અથ સાયં સંધ્યા. ॥

સાયંસંધ્યા પણ પૂર્વાભિમુખે બેસીને કરવી ને અર્ધ્ય પશ્ચિમ મુખે આપવા. સ્નાન કરી આસન ઉપર બેસવું. પછી ડાબા હાથમાં ભસ્મ લઇ ને ઉપર જમણો હાથ ઢાંકી નીચેના મંત્રથી ભસ્મને મંતરવી.

## ॥ ભસ્મ મંત્ર. ॥

ૐ અગ્નિરિતિ ભસ્મ, વાયુરિતિ ભસ્મ, જલમિતિ ભસ્મ, સ્થલમિતિ ભસ્મ, વ્યોમેતિ ભસ્મ, સર્વં હવા ઇદં ભસ્મ, મન-એતાનિ ચક્ષુંષિ ભસ્માનિ.

એ મંત્ર વડે મંત્રી તેમાં જળ નાંખવું.

ૐ આપો જ્યોતિરસોમૃતં બ્રહ્મ ભૂર્ભુવઃ સ્વરોમ્ ॥

પછી બન્ને હાથની વચલી ત્રણ આંગળીઓ વડે તે ભસ્મને મસળતી વખતે નીચેનો મંત્ર બોલવો.

ૐ ત્ર્યંબકં યજામહે સુગંધિં પુષ્ટિવર્ધનમ્ ઉર્વારુકમિવ બંધનાન્મૃત્યોર્મુક્ષીયમૃતાત્.

પછી સૂર્યને પ્રદર્શિત કરી તે ભસ્મ વડે લલાટ, કંઠ, હૃદય, ખભાને બાહુઓની સંધિઓ ઉપર **ૐ નમઃ શિવાય** એ મંત્રવડે ત્રિપુંડ કરવા.

પછી નીચેનો ગાયત્રી મંત્ર ભણીને શિખા બાંધવી.

ૐ ભૂર્ભુવઃસ્વઃ ૐ તત્સવિતુર્વરેણ્યં ભર્ગો દેવસ્ય ધીમહિ ધિયો નઃ પ્રચોદયાત્ ૐ ॥

પછી નીચેના મંત્ર વડે ત્રણ આચમન કરવાં.

ૐ ભૂઃ પુનાતુ ॥ ૐ ભુવઃ પુનાતુ ॥ ૐ સ્વઃ પૂનાતુ ॥

પછી નીચે લખવામાં આવે છે તે મંત્ર બોલીને માથા ઉપર જમણા હાથના આંગળા વડે થોડું જળ છાંટવું એટલે માર્જન કરવું.

**॥ માર્જન મંત્રઃ ॥**

ૐ અપવિત્રઃ પવિત્રો વા સર્વાવસ્થાં ગતોપિ વા ।
યઃ સ્મરેત્પુંડરીકાક્ષં સ બાહ્યાભ્યંતરઃ શુચિઃ ॥

માર્જન થઈ રહ્યા પછી નીચેનો મંત્ર બોલી આસનને જળ છાંટવું.

ૐ પૃથ્વિ ત્વયા ધૃતા લોકા દેવિ ત્વં વિષ્ણુના ધૃતા
ત્વં ચ ધારય માં દેવિ પવિત્રં કુરૂ આસનમ્ ॥

ત્યાર પછી આચમન લઈ ત્રણ પ્રાણાયમ કરવા.

**પ્રાણાયામ વિધિ**—આંખો બંધ રાખી મોં બંધ કરીને જમણા હાથની ટચલી તથા તેની જોડેની આંગળી વડે નાકનું ડાબું છિદ્ર બંધ કરી જમણે નસ્કોરેથી નીચે લખવામાં આવ્યો છે તે મંત્ર એકવાર બોલતાં સુધી શ્વાસ અંદર ખેંચવો ( એ ક્રીયાનું નામ પૂરક છે. )

પછી અંગુઠાવડે નાકનું જમણું છિદ્ર પણ બંધકરવું ને બેવાર તેજ મંત્ર મનમાં ભણતાં સુધી શ્વાસને તદન બંધ રાખવો. પછી ડાબું નસ્કોરૂં ખુલ્લું મૂકી એકવાર તેજ મંત્ર મનમાં ભણતાં સુધી જેવી રીતે શ્વાસ

સીધો હોય તેવીજ રીતે ધીમે ધીમે પાછો શ્વાસ નીચે ઉતારવો. પુનઃ ઉપર કહેલી રીતે ડાબે નસ્કોરેથી ખેંચવો. બન્ને નસ્કોરાં બે વખત ભણતાંસુધી બંધ રાખવાં ને જમણે નસ્કોરેથી એકવાર મંત્ર ભણતાંસુધી ઉતારવો એટલે એક પ્રાણાયામ થયો. આવા ત્રણ પ્રાણાયામ કરવા.

## ॥ પ્રાણાયામ મંત્રઃ ॥

ૐ ભૂઃ ૐ ભુવઃ ૐ સ્વઃ ૐ મહઃ ૐ જનઃ ૐ તપઃ ૐ સત્યં ૐ તત્સવિતુર્વરેણ્યં ભર્ગો દેવસ્ય ધીમહી ધિયો યો નઃ પ્રચોદયાત્ । ૐ આપો જ્યોતિરસોમૃતં બ્રહ્મભૂર્ભુવઃ સ્વરોમ્ ॥

પછી નીચે બતાવેલી રીતે જળની આચમની ભરીને જમણા હાથમાં લઇ સંકલ્પ કરવો.

અત્રાદ્ય મહામાંગલ્યપ્રદે અમુકમાસે અમુકપક્ષે અમુકતિથૌ અમુકવાસરે યથાવર્તમાનનક્ષત્રયોગકરણલગ્નમુહૂર્તસમવાયે શુભ પુણ્યતિથૌ મમોપાત્તદુરિતક્ષયાર્થં સાયંસંધ્યોપાસનં મહં કરિષ્યે.

એમ બોલી આચમનનું જળ તરભાણામાં નાંખવું. પછી બન્ને હાથ જોડીને નીચેના મંત્રથી ગાયત્રીનું આવાહન કરવું.

## ॥ આવાહન મંત્રઃ ॥

ૐ વૃદ્ધાં સરસ્વતીં કૃષ્ણાં પીતવસ્ત્રાં ચતુર્ભુજામ્
શંખચક્રગદાપદ્મહસ્તાં ગરૂડવાહિનીમ્ ॥
બદર્યાશ્રમાવાસામાયાંતીં સૂર્યમંડલાત્ ॥
આગચ્છ વરદે દેવિ ત્ર્યક્ષરેવિષ્ણુવાદિનિ ।
ભારતિ છંદસાં માતર્વિષ્ણુર્યોનિ નમોસ્તુતે ॥

ત્યાર પછી નીચે લખેલા ગાયત્રી. મંત્ર વડે આચમન કરવું.

**ॐ ભૂર્ભવઃ સ્વઃ ॐ તત્સવિતુર્વરેણ્યં ભર્ગો દેવસ્ય ધીમહિ ધિયો યો નઃ પ્રચોદયાત્ ।**

પછી જમણા હાથમાં જળ લઇ ડાબા હાથના અંગુઠા વડે નાકનું ડાબું છિદ્ર દબાવી રાખી જમણા નસકોરામાંથી થોડો પવન નીચેનો મંત્ર ભણી હથેળીના જળમાં કાઢવો.

## ॥ અઘમર્ષણ મંત્રઃ ॥

ॐ દ્રુપદાદિવ મુમુચાનઃ સ્વિન્ન સ્નાતો મલાદિવ ॥
પૂતં પવિત્રેણેવાજ્યમાપઃ શુન્ધન્તુ મૈનસઃ ॥

અઘમર્ષણ કરી રહ્યા પછી આચમન લઈ સૂર્યની સામા ઉભા રહી અર્ધ્યામાં જળ લઇ સૂર્યને નીચેના ગાયત્રી મંત્રથી ત્રણ અર્ધ્ય આપવા.

**વિષ્ણુ સ્વરૂપિણે સૂર્યનારાયણાય ઇદં અર્ધ્યં.**

સંધ્યાનો વખત વીતિ જાય તો નીચેનો મંત્ર બોલી એક અર્ધ્ય વધારે એટલે ચાર અર્ધ્ય આપવા.

**આ કૃષ્ણે ન રજસા વર્તમાનો નિવેસયન્ન મૃતં મર્ત્યંચ હિરણ્યયેમ સવિતા રથેના દેવો યાતિ ભુવનાનિ પશ્યન્.**

## ॥ અર્ઘ્ય મંત્રઃ ॥

ૐ ભૂર્ભુવઃસ્વઃ ૐ તત્સવિતુર્વરેણ્યં ભર્ગો દેવસ્ય ધીમહિ ધિયો યો નઃ પ્રચોદયાત્ ૐ.

ગાયત્રી જપ બેસીને ૩૨૪ અથવા ૧૦૮ અથવા ૨૮ અથવા ૧૦ મંત્રનો કરવો. જપ થઇ રહ્યા બાદ ગાયત્રીનું નીચેના મંત્રથી વિસર્જન કરવું.

## ॥ વિસર્જન મંત્રઃ ॥

ૐ ઉત્તમે શિખરે જાતા ભૂમ્યાં પર્વત મૂર્ધનિ ।
વિષ્ણુયોનિ સમુંભન્ના ગચ્છ દેવિ યથાસુખમ્ ॥

ત્યાર પછી સમાપ્તિમાં

અનેન સાયંસંધ્યાખ્યેન કર્મણા શ્રીપરમેશ્વરઃ પ્રીયતાં ન મમ ॥ ૐ તત્સત્ બ્રહ્માર્પણમસ્તુ ॥

## ઇતિ સાયં સંધ્યા.

## આશૌચ (સૂતક) હોય ત્યારે સંધ્યા કરવાનો વિધિ.

કોઇ પણ મંત્ર બોલ્યા વગર પ્રાણાયામ તથા આચમન કરવું. અને ૐ આપો હિષ્ટા વિગેરે મંત્રો મનમાં બોલી માર્જન કરવું. તથા ગાયત્રી મંત્રથી શ્રી સૂર્યનારાયણને અર્ઘ્ય પ્રદાન કરવું અને મનમાં ગાયત્રી મંત્રનો જપ કરવો. એ શિવાય બીજું કરવું નહિં.

## ઇતિ શુભં.

---

# આ પુસ્તક મળવાનું ઠેકાણું.

જીજ્ઞાસુ વિદ્યાર્થીને આ પુસ્તક વિના મૂલ્યે દાણાબંદર બરોડા સ્ટ્રીટ મધ્યે ડા. હીરજી ગોવિંદજીની પેહેડી ઉપરથી મળશે.



પ્રગટ કરનાર
ડા. હીરજી ગોવિંદજી પલણ
દાણાબંદર, બરોડા સ્ટ્રીટ, માંડવી.
છાપનાર—મગનલાલ જગજીવનદાસ
શ્રી " સરસ્વતી છાપખાનું, ૩૫૬ નાગદેવી રસ્તો,
મુંબઈ, નાં. ૩. [ ૨૫૫